ૐ

# કાવ્ય-કલિકા

અને

# એક બાલસંવાદ.




લેખક અને પ્રકાશક:

**પુરૂષોત્તમદાસ છ૦ શાહ.**

'બાલ-પ્રભાવલિ' ના પ્રયોજક.

મુ. મોડાસા.

ॐ

ઉત્સાહ આશા હિંમત

# કાવ્ય-કલિકા

અને

# એક બાલસંવાદ.

[ દ્રુત વિલંબિત ]

વિચરતાં કંઈ પુષ્પ થકી તહીં,
અનુપ દૃષ્ટ થઇ કલિકા અહીં;
ચુંટી લઈ ઝટ પ્રેમથી તેમને,
દઉં હું અંજલિ આ ભરી વિશ્વને.

લેખક અને પ્રકાશક.
પુરુષોત્તમદાસ છગનલાલ શાહ.
'બાલ પ્રશ્નાવલિ'ના પ્રયોજક.
મુ૦ મોડાસા.

ઈ૦ સ૦ ૧૯૨૯. પ્રત ૫૦૦ સંવત ૧૯૮૫.
કિંમત રૂ. ૦-૩-૦.



શ્રીયુત પાનાચંદ રણછોડદાસ.

# અર્પણ પત્રિકા.

પરમ પૂજ્ય કાકાશ્રી,

**પાનાચંદ રણછોડદાસ શાહની પવિત્ર સેવામાં:**

આપે નાનપણથી જ મારા અભ્યાસમાં રસ લઈ
મારા માટે જે શ્રમ ઉઠાવ્યો છે અને મારા
જીવનમાં સારા સંસ્કાર રેડી ઉચ્ચ
કેળવણી લેવામાં આપે જે સહાય
કરી છે, તે ન ભૂલાય તેવા
ઉપકારના સ્મરણાર્થે આ
નાનકડું પુસ્તક આપના
ચરણકમળમાં સમર્પી
હું કૃતાર્થ
થાઉં છું.

અસ્તુ !

લી૦ આજ્ઞાંકિત બાળક,

**પુરુષોત્તમદાસ છ. શાહ.**

રસજ્ઞ બાળકો અને વિદ્યાર્થીઓ માટે

અમૂલ્ય ટુચકાઓનો સંગ્રહ

# બાલ-પ્રશ્નાવલિ.

કિંમત ફક્ત એક આનો.

મળવાનું ઠેકાણું:—

પુરુષોત્તમદાસ છ૦ શાહ.

શ્રી ગુજરાત વૈશ્ય સભા, જમાલપુર—અમદાવાદ.

# દર્શન.

કાવ્ય એટલે સર્વ વિદ્યાનો નિષ્યન્દ, વેદ, વેદાંગ, ઉપવેદ, મીમાંસા, ન્યાય, ધર્મશાસ્ત્ર, પુરાણ—ઇત્યાદિ સર્વનો એક રસાત્મક સંગમ કાવ્યમાં થયો હોય છે.

કાવ્ય એ સાહિત્યનું ઉત્તમાંગ છે. સાહિત્યમાં પ્રધાનપદ કાવ્ય જ ભોગવે છે. એની ઉત્પત્તિ સૃષ્ટિના આરંભ જેટલી જુની છે. અને સૃષ્ટિનો આરંભ, એ પણ એક કાવ્યમયજ છે ને! શુદ્ધ ચિદાભાસમાંહે સ્વતઃ સ્ફુરણ થયું, 'एकोऽहं बहु स्याम्'। ખરેખર, વિશ્વ એક કવિતા છે. ને પરમાત્મા કવિ છે. 'कविर् मनीषी परिभूः स्वयम्भू र्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः।' કવિતા એ ચેતનમાંથી સહજ ઉઠતી સત્ય ઉર્મિ છે. કવિતા વિના સાહિત્ય સ્પૃહણીય નથી. **ભામહ** ઠીક કહે છે:

ન તે શબ્દ, ન તે વાચ્ય, ન તે ન્યાય, કળા ન તે;
ન્હોય જે કાવ્યનું અંગ, ભાર રૂપ ગણાય છે.

કાવ્ય એ તો સાહિત્યસમુદ્રમાંથી મથી કાઢેલું અમૃત છે. જેને દેવ-દૈત્ય સર્વ ચ્હાય છે. કાવ્યામૃત નિષ્ઠુરને સુકોમળ, હિંસકને દયાર્દ્ર, ક્રોધીને શાન્ત અને કામીને સંયમી બનાવે છે. શોકાતુરને આનંદ આપે છે, ને લોભને થોભાવે છે. નીરસને રસિક બનાવે છે ને હતાશ થએલાઓને ઉત્તેજિત કરે છે. कान्तासम्मिततयोपदेशयुजे' એક કાન્તાની પેઠે તે સંબોધે છે. વિષયાભિમુખ ચિત્તવૃત્તિને તે પરમાત્માભિમુખ કરે છે.

કવિતા તે શારદચન્દ્રિકા છે. રસજ્ઞ ચકોર તેને જોઇ ખુશ ખુશ થઇ જાય છે. તેની મીઠડી ઉજ્જવલતાથી તામસ ટળી જાય છે, જીવન–વનની સર્વ દિશાઓ ખુલ્લી થઇ જાય છે, ને સંસારના ત્રિવિધ તાપથી તવાતાં હૃદયોમાં તેની અમીથી ટાઢક વળે છે. કાવ્ય કર્તવ્યનો માર્ગ બતાવે છે એટલુંજ નહિ પણ માણસને તે કાર્ય-નિરત અને કર્મકુશલ બનાવે છે. કાવ્યામૃતનું પાન કરનારના મુખમાંથી સહજ 'હા......શ' એવો શબ્દ નીકળી પડે છે તેજ બતાવે છે કે, વાચકના હૃદયને શાતા વળી છે.

કવિતારૂપ શારદચન્દ્રિકાથી હૃદયસરમાં ઉપતાપથી મ્લાન થઇ ગએલી બુદ્ધિસરોજિની વિકસે છે, સુવિચાર રૂપ ભ્રમરો ગુંજારવ કરી મૂકે છે, ઉન્નત કલ્પનાતરંગો ઉભરાય છે, શાન્તિનો મધુર ને સુશીતલ સમીર વાય છે; ત્યારે અવનવી જાગૃતિ આવે છે. કલુષતા ટળી જતાં હૃદયસર નિર્મળ થઇ રહે છે ને તેમાં પરમાત્માનું પ્રતિબિંબ સ્પષ્ટ ભાસે છે. આખું જગત્ ત્યારે કરામલકવત્ લાગે છે, કવિતા પોતાના પ્રસાદ ગુણે કરીને ચિત્તવૃત્તિનો નિરોધ કરી તેને ઉન્નત-ગામિની કરે છે, માધુર્ય ગુણે કરીને રોચક બને છે, ને ઓજસ્ નામના ગુણથી ઉંડી–સચોટ અસર કરે છે. એકંદરે માનવ જીવનને ઉન્નત કરનાર કવિતા જેવું બીજું એકે સાધન નથી.

ભારતીની પ્રિય પુત્રી તે કવિતા છે. શબ્દાર્થ એનું અંગ છે. રસ તે આત્મા છે, વિવિધ છંદો તે એનાં રોમ છે, શુદ્ધ ઉત્તમ ભાષા તે એનું મુખ છે. પ્રશ્નોત્તર, પ્રવલ્હિકા, પ્રહેલિકા–ઇત્યાદિ એનો વાણીવિલાસ છે, ને અનુપ્રાસ ઉપમા વગેરે અલંકારો એના શણગાર છે.

મહાકવિ હરવિજય લખે છેઃ લલિત મધુર, અલંકારયુક્ત, પ્રસાદ ગુણથી મનોરમ, વિકટ યમકશ્લેષ–ઉદ્ધાર–પ્રબંધ આદિ હોવા છતાં અકુંઠ અને અસ્ખલિત પ્રવાહવાળી, શબ્દ–વાચ્ય આદિ ચિત્રોમાં અનુપમ ગતિવાળી વાણી ( કવિતા ) બોલતાં હું વાચસ્પતિથી પણ ખંચાઉં નહિ. ખરેખર, **ઉત્તમ કવિતા એવી જ હોય.**

કવિ એક ઋષિ છે. ઋષિ એટલે દર્શનકાર. દર્શન એટલે અલૌકિક ભાવો, ધર્માંશ, અને તત્ત્વનો સાક્ષાત્કાર અને એ દર્શન પણ નિત્ય (સ્થિર) ને સ્વચ્છ હોવું જોઇએ. એવું દર્શન સમાધિ–ચિત્તની એકાગ્રતા વિના ન થાય, વ્યગ્રચિત્તના અનુભવો તો આજ જુદા હોય ને કાલ વળી જુદા દેખાય છે. એવા અનુભવો અર્થાત્ ધ્રુજતા અસ્થિર વિચારોથી ભરેલી કવિતાઓ કચરાની ટોપલીમાં ફેંકવી યોગ્ય છે. કવિ બધા જ હોઇ શકે નહિ, ને બની શકે પણ નહિ. કવિત્વ એ સ્વાભાવિક છે.

કવિ એ ક્રાન્તદર્શી છે, ને તેની કવિતામાં કોઇ પણ વસ્તુનું યથાર્થ વર્ણન હોય છે. જેને વસ્તુનો સાક્ષાત્કાર થયો ન હોય તે તેનું યથાર્થ આલેખન શી રીતે કરી શકે ? કવિ તો એક વિધાતા છે. તે પોતાની આગળ અલૌકિક સૃષ્ટિ ખડી કરે છે, તેનો સાક્ષાત્કાર કરે છે, ને પછી પોતાની ઓજસ્વતી વાણીથી થએલો અનુભવ ગાય છે. કેટલાક અનુભવમાં મગ્ન થઈ નથી પણ ગાતા.

કવિ એ કવિતાકાન્તાનો નાયક છે, કવિતા તેની ઇચ્છાને અધીન વર્તે છે, સારાંશ કે કવિ એટલે સનાતન સત્યોનો અનુભવ કરનાર ને તેને મીઠી ઝલકદાર ને સચોટ ભાષામાં ગાનાર. કવિ તો દિવ્ય ગાનનો ગાયક છે, રસની વર્ષા કરી જનમનતાપને હરે છે.

સનાતન સત્ય કહેવાનો આશય એ છે કે, કવિએ કરેલાં દર્શનો ત્રણે કાળમાં પણ ઝાંખાં નથી પડતાં.

સાચા કવિની કવિતામાં સર્વ વિષયોનો બહુજ સૂક્ષ્મ રૂપે–સૂત્ર રૂપે નિર્દેશ હોય છે; ભૂગોળ, ખગોળ, વિજ્ઞાન વગેરે સર્વનાં એવાં દર્શનોમાં કોઇવાર લોકોને અતિશયોક્તિ લાગે છે. કારણ, લોકનો ઘણો ભાગ તો चक्षुर्वै सत्यं દેખાય તેટલું ખરૂં, એવું માનનારો હોય છે, જ્યારે કવિ તો પૃથ્વીમાં રહ્યો છતો ઇન્દ્રિયો ને મનની પેલીમેરના પ્રદેશની વાતો કરે છે, વર્તમાનમાં વસતો છતો ભવિષ્ય ભાખે છે એટલે લોકોને તેમાં વધારે પડતું દેખાય. પણ કવિની વાણી અન્યથા નથી હોતી. **અત્યારે અસંભવિત લાગતું કાલ સંભવિત બને છે.** કાલની ગતિ ગહન છે. ને કવિનાં દર્શન ને દિશા કે કાલનો બાધ નથી. તેનો વિહાર તો બહુ દૂરદૂરના પ્રદેશોમાં હોય છે. આપણાં રામાયણ, મહાભારત વગેરે કાવ્યો એવાં છે. કવિની કવિતાને તો 'नियतिकृतनियमरहितां' કહી છે. તેને સૃષ્ટિના નિયમોનો અંકુશ ન હોય; અને 'निरंकुशाः कवयः' કવિઓ પણ નિરંકુશ હોય છે. ખરેખર, કવિતારૂપ અમૃતનો ઝરો સૃષ્ટિમાં ન હોત તો તે ક્યારનીય શુષ્ક ને નીરસ બની ગઈ હોત. આથી વધારે હવે કવિતાનું માહાત્મ્ય આપણે નહિ ગાઇએ.

ભાઇ શ્રી પુરુષોત્તમદાસનો મારા પ્રતિ ગુરૂભાવ છે. ને એ ભાવથી જ તેમણે પોતે તૈયાર કરેલી રસવતી (કવિતાઓ) પીરસવાનું મને કહેવામાં આવ્યું છે, અને મેં માત્ર એ દિવ્ય રસવતીનું ખરૂં માહાત્મ્ય ગાયું છે. ભાઈ પુરુષોત્તમદાસની વાનગીઓનું હું અહીં પૃથક્ પૃથક્ વર્ણન નહિ કરૂં. પૃથક્ પૃથક્ કાવ્યપંક્તિઓ ટાંકી તેમનો નિકષ કાઢવાની હું જરૂર જોતો નથી. રસજ્ઞો તો આસ્વાદનથી રસાનુભવ

કરી શકશે, અને પીરસનારાઓએ શા માટે વાનગીઓનાં લાંબાં ચોડાં વર્ણનો કરવાં જોઇએ ? જમનારાઓને એથી અધીરાઈ થાય. આસ્વાદકોના બુદ્ધિ-વિવેક માટે મને શંકા નથી. હું તો રસોઇ પીરસતાં માત્ર એટલુંજ કહું છું કે, ચાખનારાઓને આ વાનગીઓથી રસ તો જરૂર પડશે જ.

જો કે, ભાઇ પુરુષોત્તમનો આ પ્રથમ પ્રયાસ છે. ને તેમની કવિતા કાવ્યોદ્યાનમાં વિહરતી સુકોમળ બાલિકા જેવી છે પણ તેમાં ઉત્તમ યુવતિ થવાનાં ચિહ્નો સ્પષ્ટ માલમ પડે છે. હજી તે ખીલતી છે. પણ લક્ષણો તો પારણામાંથી જ જણાય. તેમની કેટલીક કવિતાઓમાં ઉત્તમ કલ્પનાઓ અને ઉત્તમ ભાવો વાચકને સ્પષ્ટ જણાયા વિના નહીં રહે. કેટલીક કવિતાઓ ભાષાન્તર રૂપ છે, પણ તેય કૃત્રિમ લાગતી નથી, બલ્કે સ્વતંત્ર કૃતિ જેવી જ લાગે છે એ પણ લેખકની શક્તિનું દર્શન કરાવે છે. છેવટે ભાઇ પુરુષોત્તમદાસ તરફથી ભવિષ્યમાં ;આપણને આથી પણ સારી વાનગીઓ મળે એવી સુવાંછનાથી વિરમું છું.

મૂળશંકર કે૦ શાસ્ત્રી.

મોડાસા—હાઇસ્કુલ.

# નિવેદન.

---

સાહિત્યના વિશાલ ક્ષેત્રમાં પગરણુ માંડવાનો આ મારો પ્રથમ પ્રયત્ન છે. મને કવિતા લખવાનો શોખ હોવાથી હાલ મારી પાસે કેટલાંક કાવ્યો એકઠાં થયેલાં તે મારા એક મિત્રને મેં બતાવ્યાં અને તેની પ્રેરણાને લીધેજ આ કાવ્યો પુસ્તકના આકારમાં પ્રગટ થાય છે.

જ્યારે હું અંગ્રેજી પાંચમા ધોરણમાં હતો, ત્યારથી કાવ્યો લખવાનો પ્રયત્ન કરતો. ત્યાર પછી અંગ્રેજી ધોરણ છઠ્ઠામાં આજુ-બાજુના વાતાવરણુને લઇ બે ચાર મિત્રોનું મંડળ સ્થાપી 'બાલ સરસ્વતી' એ નામનું મેં માસિક ચલાવવા માંડયું. ત્યાર પછી અંગ્રેજી સાતમા ધોરણમાં પણ મારી હાઇસ્કુલમાં પ્રગટ થતા 'અરુણુ' એ નામના માસિકના તંત્રી થવાની જરૂર પડી. આ સંગ્રહમાંના કેટલાંયે કાવ્યો ખાસ 'બાલ સરસ્વતી' અને 'અરુણુ' ને માટેજ લખાયેલાં છે.

આમાં બધાં મળી ૧૪ કાવ્યો છે. તેમાં છઠ્ઠું અને બારમું એ બે અંગ્રેજી પરથી અનુવાદ છે. મેટ્રીકના ૧૯૨૭–૨૮ ના ઇંગ્લીશ પાઠ્યપુસ્તકમાંથી મેં કેટલાંક કાવ્યોનાં ભાષાંતર કરેલાં અને તેમાં વર્ડ્ઝવર્થનું 'Affliction of Margaret' એ મુખ્ય હોવાથી આ કાવ્યકલિકામાં મૂકેલું છે. કલાપીનું 'એક વૃદ્ધા' એ કાવ્ય આ ઇંગ્લીશ કાવ્ય પરથી સૂચિત છે પણ મારૂં કાવ્ય તો તદ્દન ભાષાંતરજ હોવાથી સ્વ. કલાપીના કાવ્ય કરતાં તદ્દન નિરાળું છે. આ સંગ્રહમાં અગીઆરમું અને તેરમું એ બે બાલગીતો છે, અને

બાકીનાં કાવ્યો પ્રકીર્ણ છે. આ કાવ્યકલિકામાં આપેલાં ઘણાં ખરાં કાવ્યો મારી હાઇસ્કુલ તરફથી નીકળતા 'અરુણ' માસિકમાં, બાળકમાં, તેમજ બીજાં પેપરોમાં છૂટક છૂટક પ્રસિદ્ધ થઇ ગયેલાં છે.

આ નાનકડા ગ્રંથને સાદ્યંત તપાસી ઘટતી સૂચનાઓ આપવા માટે શ્રી. ધનશંકર હીરાશંકર ત્રિપાઠીનો, તથા આ પુસ્તક માટે 'દર્શન' લખી આપવા બદલ પરમ પૂજ્ય શાસ્ત્રી શ્રી મૂળશંકર કેશવરામ પંડ્યાનો, તથા કેટલાંક કાવ્યોમાં સુચના આપવા બદલ મારા પરમ મિત્ર ત્ર્યંબકલાલનો, તેમજ આ નાનકડો ગ્રંથ છપાવવા જે જે સ્નેહીઓ અને મિત્રો તરફથી મને મદદ મળી છે તેમનો–સર્વનો હું ખરા અંતઃકરણથી આભાર માનું છું તેમજ વારંવાર મને અમૂલ્ય સુચનાઓ આપવા બદલ ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસના માલીક શ્રીયુત સોમાલાલ મંગળદાસનો પણ હું આભાર માનું છું.

'પ્રથમ પ્રયત્ન જોઇએ તેટલો ફતેહમંદ નથી નીવડી શકતો,' એ સૂત્રાનુસારે આ નાનકડા પુસ્તકમાં પણ ઘણા દોષો હોવાનો સંભવ છે, પણ વાચક વર્ગ તે દરગુજર કરશે, એવી આશા રાખું છું.

શ્રી ગુજરાત વૈશ્ય સભા,
અમદાવાદ.
ગોકુલાષ્ટમી, સં. ૧૯૮૫.

લી.
પુરુષોત્તમદાસ છ. શાહ.

# અનુક્રમણિકા.

# નમ્ર યાચના.

( તોટક )

કંઇ દે, કંઈ દે, પ્રભુ વ્હાલ કરી,
જગતાત ઉભો અહીં ઝોળી ધરી;
તુજ પાસ અખૂટ ભર્યો છ નિધિ,
દઇ દે દઇ દે પ્રભુ સર્વ રિધિ.[1] 1.

(૨)

લઇ ઝોળી ઉભો જગ ચોક વિષે,
નહિ અન્ય તુંથી મુજ દૃષ્ટિ વસે;
અમી દૃષ્ટિ વડે, મુજ ઝોળી ભરે,
ભવની બધી ભાવટ[2] જેહ હરે,

(૩)

કર મ્હેર પિતા વિનવું તુજને,
ભીખ દેઇ પ્રભુ કર પૂર્ણ મને;
પ્રભુ પાત્ર ધર્યું તવ પાય વિષે,
ભરી દે ભરી દે જગરાય તું છે.

તા. ૩૦–૧૨–૨૬.

---

૧. સમૃદ્ધિ દ્રવ્યની નહિ પણ બુદ્ધિની. ૨. દુઃખો.

# દાન ક્યાં દેવું ?

## ( હરિગીત છંદ )

ચોદિશથી જલપૂર્ણ ઠામે, કૂપ[1] ખોદે શું મળે ?
ઉભરાય જ્યાં ધાન્યો ઘણાં, ત્યાં મુષ્ટિ ધાન્યે શું વળે ?
બ્રહ્મજ્ઞાની હોય તેને, વેદનું શું કામ છે ?
જગરાયને જાણ્યા પછી જપતપ તણું ક્યાં ઠામ છે ?
જેને વસી વિદ્યા જીભે, પોથી તણું શું કામ છે ?
ઝળકાટ આ સૂરજ તણો ત્યાં દીપનું ક્યાં ઠામ છે ?
ઘૂઘવાટ કરતા સાગરે, ઝરણાં અનેરાં જાય છે,
કહી એક આવ્યું એક ના'વ્યું, ત્યાં કિતાબી કોણ છે ?
રેતી તણા ઢગ છે પડેલા, એક ઢગલે શું વળે ?
જ્યાં હોય જુથો ઝાડનાં, ત્યાં છોડ વાવે શું મળે ?
ગીતા મહીં ભાખેલ છે, ધનહીનને તું પોષજે,
છે પથ્ય ઔષધ રોગીને, વ્યાધિ વિનાનો શું કરે ?
વર્ષાદનાં બે ચાર ટીપાં, સાગરે એળે જશે !
જો તે પડે ચાતક મુખે, તો તર્ષ તેની છિપાવશે.
દેવું ઘટે ત્યાં દાન દેવા, સજ્જનો વિનવાય છે,
દાતા અને સદ્દારને, આ વિશ્વ પ્રેમે ચહાય છે.

તા. ૧૦–૪–૨૭

---

૧ કુવો.

# કવિ.

( મનહર છંદ. )

સૂરજનાં કિરણુ જ્યાં, પ્રવેશી ન શકે ત્યાં,
પ્રવેશી પાતાળે પણુ, ખબરો તે લાવે છે,
આકાશમાં ઉંચે ઉડી, સૂર્ય શશી કેતુ કેરી,
અવર્ણનીય શોભાને તે જોઇ પોતે આવે છે.
ઉંડામાં ઉંડી ગુફા ને, પાતાળમાં પેસી જઇ,
નાગલોક વીગેરેની વારતા સૂણાવ છે.
દરીઆને તળે બેસી, ત્યાંની હકીકત બધી,
સંચરીને સ્વર્ગ શક્ર[1]–સદન બતાવે છે.
દરેકના અન્તરમાં એકદમ પેસી જઇ,
છાનામાં છાના જે ભાવ બ્હાર તે બતાવે છે.
પ્રકૃતિનું બાલ બની, દિવ્ય આંખે જુએ તેનું,
અજાયબ રીતે ભાન સહુને કરાવે છે.[2]

---

## પૂરાતન બાળકો.

ક્યાં ગયાં એ બાળકો, જે સિંહુ સાથે ખેલતાં ?
નિર્દોષ શૂરાં બાલકો, જે હર્ષસાગર રેલતાં ?
મિષ્ટ સ્મિત કુરકે સદૈવ સુનેત્ર હર્ષિત દીસતાં,
ભાલ ઉજ્જવલ ને પ્રતાપી ભાસતાં દગ્[3] ફેંકતાં ૧.

---

૧ ઇંદ્ર. ૨ ગુજરાતી પંચના ખાસ અંકમાં અને 'અરુણુ'માં પ્રગટ થયેલી. ૩ દષ્ટિ.

# ખરો ક્ષત્રિય.

( શિખરિણી )

બચાવે દીનોને, રણ મહીં ધરી ખડ્ગ ઘૂમતો,
વઢે તે વા સાથે, કદી નવ ડરે ક્ષત્રિય ખરો;
અટંકો ટેકીલો, નહીં કદી રહે ઠામ ઠરીને,
બતાવી નામર્દી, રણ થકી નહીં તે ડગ હઠે. ૧.

---

# ખરતાં પાંદડાં.

( વસંતતિલકા )

(૧)

રે પર્ણ પકવ ફળથી લચ્યું વૃક્ષ મેલી,
હાં શીદને ખરી પડો સહસા ઉંચેથી;
છે ના વહી ગઇ હજુ વય કૈં તમારી
રે રે રહો ઘડીક તો થીર[1] શાન્તિ ધારી.
ફાલો ફુલો ધીમું હસો મીઠું ગીત ગાઓ,
લ્હાવો લઇ જીવનનો સુખથી સીધાવો.

(૨)

સંતોષ–સુખ ઘડી પા ઘડીનાંજ દેવા,
શું જન્મ લીધ જગને દુઃખમાં રિબાવા;

---

૧. સ્થિર.

ને તુતેં માગી લીધી શું જ વદાય હાવાં ?
આ કાર્ય પ્રકૃતિ તણું કરપીણ હોયે.
અંકાવવા જગતમાં તમ મૂલ્ય તે છે,
ને એહ કાજ પ્રકૃતિ, તમને ગુમાવે.

(૩)

છો પાન સુંદર તમે જગમાં સદાયે,
શીખ્યા આ જગ જીવો તમ પાસ સત્ય,
છો ને ક્ષણિક જગની બધી વસ્તુ હોયે,
ને શૂરવીર નરધીર ટુંકું જ જીવે;
તે સૌ સુવાસ નિજની જગમાં મૂકીને,
સ્વર્ગીય શાન્તિ મહીં દીર્ઘ સમો વિરામે.*

તા. ૨૧-૪-૨૭

---

# પ્રભુ શું પૂછવાનો ?

ભમાવી ભોળવી ભોળા, ભર્યો ભંડાર ને ભવનો,
પરાર્થે પાઇ ખરચી કે ? પ્રભુ તે પૂછશે નક્કી.
ગયા ગાડી લઇ વાડી, ફર્યા કૈં કૈં નવી ઢબમાં,
દીધી વિદ્યા તમે કોને ? પ્રભુ તે પૂછશે નક્કી.

---

* Fair pledges of a fruitful tree એ પંક્તિથી શરૂ થતા એક કાવ્યનું ભાષાન્તર.

અટારી બારી ને જાળી, મૂકાવી બંગલે ભારી,
બનાવી ધર્મશાળાઓ ? પ્રભુ તે પૂછશે નક્કી.

શિશુત્વે કૈં ભણ્યા થોડું, જુવાની જોરમાં કાઢી,
જીવન વીતાવિયું કેવું ? પ્રભુ તે પૂછશે નક્કી.

ભગાવી ભેટ ને ભંડાર, પચાવી પારકા પૈસા,
કહો કૈં સાર કાઢયો કેં ? પ્રભુ તે પૂછશે નક્કી ?

મળે ઉપકારથી પૂણ્યો, મળે અપકારથી પાંપા,
તમે સંચય કર્યો શેનો ? પ્રભુ તે પૂછશે નક્કી ?

રહ્યા આવી વિભુ વાડી અહીં સુગંધી મ્હેકેલી,
કર્યું શું હિત વાડીનું ? પ્રભુ તે પૂછશે નક્કી.

મદદ જ્ઞાતિ તણી લઇને, ઉઠીને જો થયા ઉભા,
કર્યું કૈં હિત જ્ઞાતિનું ? પ્રભુ તે પૂછશે નક્કી.

તા. ૧૭–૮–૨૭

---

## દક્ષયજ્ઞ.

### ( શાર્દૂલ વિક્રીડિત )

બ્રહ્મા શંકર દેવ એક સમયે, બેઠા હતા યજ્ઞમાં,
આવ્યો દક્ષ પ્રજાપતિ યજનમાં, ઉભા થયા દેવ ત્યાં;
બ્રહ્મા શંકર વિણુ દેવ સહુએ, કીધી ઉઠી[૧] વંદના,
કિન્તુ આસનથી ઉઠયા ન શિવ તે દક્ષે લીધું ચિત્તમાં. ૧

---

૧. નમન.

સાંખે કુંજર કાળ[1] કેમ કરીને, પાછો પડે વિગ્રહે,
સાંખે એ અપમાન કેમ કરીને, વંદે નહિ શિવ તે;
બોલ્યો રોષ ધરી તહીં શિવપ્રતિ સુણો કહું દેવ જે,
"આજે આ સતીનાથના અવિનયે, વેરી બનાવ્યો મુને ૨.

"બ્રહ્મા તો મમ છે વડીલ મૂળથી, લાગે મને ના કશું,
"લાવે કુંજર કેમ ઓછું મનમાં, માને નહીં જો પશુ,
"દીધી મેં **મૃગ લોચની**[2] સતી સુતા, ગર્વિષ્ઠ તેથી થયો
"દીધો ના સત્કાર ઉઠી મુજને, શિક્ષા કરૂં સર્વથી. ૩.

"આપું ભાગ નહિંજ યજ્ઞ મહીં હું, તો ગર્વ તેનો હઠે,"
સૂણી તોછડું વાકય નંદી ગણુ ત્યાં, સામો થયો તે પળે,
આ દેખી શિવ મંદ મંદ હસતા, ચિત્તે વિચારે ખરે,
"મોટા આ ઝઘડા મહીં બહુ તણો નક્કીંથશે નાશ રે." ૪.

---

## ( ઉપજાતિ )

ઉઠયા તજી આસન દેવ દેવ,
ને તે ગયા યજ્ઞ રહ્યો અધુરો;
બ્રહ્માદિ દેવો સહુ જાય પંથે,
ને દક્ષ પોતે પણ જાય ઘેરે. ૫

---

૧ સિંહ. ૨. દક્ષપુત્રી, મૃગજેવાં લોચનવાળા પાર્વતી.

( કુંડળીયા )

પ્રજાપતિ અધ્યક્ષતું,* દક્ષે લીધું આસન,
લેવા બદલો વેરનો, વિચાર કીધો મન;
વિચાર કીધો મન, બૃહસ્પતિ યજ્ઞ જ કરવા,
વિચાર કીધો મન, જમાઇનો જશ હરવા;
દીધાં નોતરાં દેવ, યજ્ઞ કારજ ચાલ્યું,
ટાળી દીધા શિવ, ખરેખર વેર જ વાળ્યું. ૬
દેવ બધા તે યજ્ઞમાં, વિમાન બેસી જાય,
હિમ સુતા તે પેખીને, જાવા તત્પર થાય,
જાવા તત્પર થાય, સતી પિતાના યજ્ઞે,
વિનવે શંકર રાય, કરે આગ્રહ બહુ ખંતે;
શંકર કહે તું સુણ, નોંતરા વીણ ન જવાય,
છેવટ સતીને એકલાં, દીધી જવાની રજાય. ૭

( ભૂજંગી છંદ )

ગયાં દક્ષપુત્રી પિતાના ગૃહે જયાં,
મળ્યું માન ના ત્યાં અતિ પ્રેમે દાહે;
સતી કાળજી હીણ પોતે બનીને;
ગઇ યજ્ઞ વિષે અતિ સ્નેહ ધરીને. ૮

( હરિગીત છંદ )

પિતા તણા શુભ યજ્ઞમાં સતી પ્રેમથી તો પરવર્યાં,
દીઠું ન આસન શિવનું સતી ક્રોધથી અતિ કોપીયાં;

---

* પ્રમુખ.

અપમાન પામે જો પતિ, સાંખી શકે શું કામની ?*
અદકું ગણે અપમાન તે તો, ના જ સાંખે ભામિની. ૯
આ ક્રોધથી કોપ્યાં સતી, ઉભાં થયાં આસન થકી,
સંહારવા આ વિશ્વને, શું ચંડી રૂપ ધર્યું નકી ?
કૈં કૈં વિચારે દેવ ત્યાં, મુનીઓ બહુ ગભરાય છે,
પ્રતિકાર + કરવા તેહનો, ગણ શિવના તૈયાર છે.૧૦

( મંદાક્રાન્તા )

બોલ્યાં વાણી સતી મન થકી, દેવ સુણો કહું જે,
આજે દીધો અપયશ ઘણો, યજ્ઞમાં મુજ તાતે;
શિક્ષા હું તો કરૂ નહીં કંઇ, પ્રાણ ત્યાગું હું યજ્ઞે,
'આપું છું હું મમ જીવ' કહી પ્રાણ ત્યાગ્યો સતીએ.૧૧

( માલીની વૃત્ત )

મરણ સતી તણું તે પેખીને નંદી કોપે,
સહુ ગણ ઝટ આવી, દક્ષનાં સૈન્ય કાપે;
કરણ ચરણ કાપે, યોદ્ધ ત્યાં ત્રાડ પાડે,
મરણ શરણ થાયે, છેવટે દક્ષ જીતે. ૧૨

( હરિગીત છંદ )

વૃત્તાન્ત સુણી શંકરે, વીરભદ્રને ત્યાં મોકલ્યો;
કોપે ભરેલા વીરભદ્રે; યજ્ઞ મંડપ બાળીયો;

* સ્ત્રી. + ઉપાય.

દેવ નાઠા, રાય નાઠા, રક્ષવા નિજ પ્રાણને,
દઈ યજ્ઞમાં શીશ દક્ષનું વીરભદ્ર બોલ્યો વાણ તે. ૧૩

' શંકર તણા અપમાન માટે કામ દક્ષે જે કર્યું,
ભંગ પાડી બંધ કીધું દક્ષનાથી ના ડરૂં;
આશ મૂકી નાશ બીકે સ્વર્ગપંથે જઇ ચડયા;
સહુ દેવ મુનિઓ શોકથી, બ્રહ્માજીને તે જઈ મળ્યા. ૧૪

બોલ્યા પિતામહ શાન્તિથી ત્યાં, નાશ થાયે ગર્વથી,
બહુ ક્રોધને બહુ દ્વેષથી, કાર્યો ફળે ના કોઇ દી,
આળ્યોજ ન્હોતો યજ્ઞમાં, હું દક્ષના આ કાર્યથી,
પુરૂં કરાવા કાર્ય મુનિવર દેવ વિનવે માનથી. ૧૫

દેવ વિનવે બ્રહ્મને, કે દક્ષને જીવિત કરો,
વળી માન આપી શંભુને, મન તેમનું રંજન કરો;
સહુ આવીયા શંકર કને, વંદન કર્યું કોપે રખે,
પણ ના દીસે કૈં રોષ, કિંચિત્ બોલીયા હસતે મુખે. ૧૬

સજ્જન કદાપિ થાય ગુસ્સે, માપ તેનું નવ ખૂએ,
કોપ ભૂલી રોષ ભૂલી સકળ હિતકર થઇ પડે;
સતીનાથ તે *વિધિદેવ સાથે, યજ્ઞ મંડપમાં ગયા,
વળી બક્ષ્યું જીવન દક્ષને, ×નંદીશચિત્તે છે દયા. ૧૭

**મોડાસા.** તા. ૯–૨–૨૬.

---

* બ્રહ્મા. × શિવ.

# સ્વાર્થી દુનિયા.

( હરિગીત છંદ )

ધિક્કાર છે દુનિયા તને, તું સ્વાર્થમાં છે આંધળી,
નવ ઐક્ય ને તું જાણતી, બસ સ્વાર્થમાં છે પાંસરી;
એ સ્વાર્થની ગુંચો મહીં, કૈં કૈં પડયા અથડાય છે,
પણ માર્ગ સૂઝે ના અરે, ગાંડા થઇ ભટકાય છે. ૧

પિતા જુએ ના પુત્રને, પુત્રો જુએ ના તાત ને!
સ્વાર્થી બની કાપે ગળાં, ફટ ફટ કહું દુનિયા તને;
માતા અને બ્હેની બધાં, હા સ્વાર્થમાં ગુલતાન છે,
મૃગજળ સમા એ સ્નેહનાં, ઝરણાં વહંતાં શુષ્ક છે. ૨

મિત્રો અને પ્રિયાતણું, હા સ્વાર્થ એકજ ધ્યેય છે,
આ પ્રાણપંખીડું જતાં, ઘડી રાખવા અકળાય છે.
પૈસે ટકે લીલા હશે, નવચેતને પરિપૂર્ણ જે,
ત્યાં ત્યાં બધાંનો સ્નેહ છે, બસ આંધળી દુનિયા મહીં. ૩

કો દ્રવ્ય કાજે સ્વાર્થઅંધા, કાર્ય નરસાંયે કરે,
જે સ્વાર્થમાં સમજે નહિં, આ વિશ્વમાં મૂર્ખા ઠરે;
દુનિયા! અરે તું અંધ છે, બસ સ્વાર્થમાં તું ડૂલ છે,
ફટ ફટ કહું દુનિયા તને, લાખો ગણો ધિક્કાર છે! ૪

તા. ૧૨-૫-૨૯.

# અરુણોદય.

( ચામર છંદ )

( ૧ )

આવ આવ હે ઉષા, નદે જ [1]નાદ પંખીડાં,
ગાય શું મધુર ગાન, સૃષ્ટિગાયકો રૂડાં;
પંખીડાં બધાં મળી, વીણા વગાડતાં તહીં,
સૂચવે અરુણની સવારી આવતી અહીં.

( ૨ )

ફૂટતું પ્રભાત શું ? [2]વિહંગ પાંખ માંહીથી,
લાગતું બધે નવું જતાં તિમિર[3] દિશાથી;
ભાતિ[4] આવતી અને સુહાય વિશ્વ તેજથી,
સૂચવે અરુણની સવારી આવતી અહીં.

( ૩ )

તારલા થતા બધા ક્રમેથી લીન વ્યોમમાં,
નેત્ર હોયે દેવનાં, વિલોકતાંય [5]ભોંયમાં;
એક તારલો હજુ, ઠરી ઉભો જ ઠામ ત્યાં;
સૂચવે અરુણની સવારી આવતી અહીં.

---

૧. અવાજ. ૨. પક્ષી. ૩. અંધકાર. ૪. તેજ. ૫. ભૂમિ, પૃથ્વી.

( ૪ )

મન્દ શીત વાતલહરી, પૂરપાટ દોડતી,
વૃક્ષ અમ્બુ[1] કાય ભેદી, કમ્પથી ધ્રુજાવતી;
શાલ પાનમાં રમે, સમીર શોર શો કરે,
આવતી ઉષા અહાં, નૂપુર[2] નાદ આનદે.

( ૫ )

જલાશયે તલાવમાં, [3]સલિલ શાન્ત ભાસતાં,
વૃક્ષ ઝુંડ માંહીંથી, પ્રભાત ફૂટી નાસતાં;
તેહથી બધે અહા! પ્રકાશ લાગતો અહીં,
સૂચવે અરુણની સવારી આવતી અહીં.

( ૬ )

[4]દ્યો વિવિધ રંગથી, સુહાય કાંઇ ના મણા,
પુંજ જેમ સ્મિતના, સરી પડયા ઉષા તણા;
દ્વાર ઝટ ઉઘાડીયાં, સુવર્ણની કુંચી લઇ,
સૂચવે અરુણની, સવારી આવતી અહીં

---

૧. પાણી ૨. ઝાંઝર ૩. પાણી ૪. આકાશ.

## બાલગીત પહેલું.

# સાગરના કિનારે—

ઘણાં છોકરાં ભેગાં થાય છે તેમાંથી બહાર આવી એક જણ બોલે છે.

**છોકરો**—છોકરાં............રે ?....

**છોકરાં**—શું છે રે........

**છોકરો**—ચાલો ચાલો સાગરના કિનારે જઇયે.

**છોકરાં**—શું કરવા ?

**છોકરો**—શું કરવા ? હરવા ફરવા,
દુનિયા પરનું પાણી જોવા,
કુદરતનું અવલોકન કરવા,
ઉંડા તેના પડઘા સૂણવા,
તીરે વસતાં શહેરો જોવા,
મીઠી મીઠી લ્હેરો ખાવા,
ભરતીને વળી ઓટ જોવા,
સુંદર રમતાં જહાજ જોવા,
ઉછળતાં વળી મોજાં જોવા.

**છોકરાં**—એવા એના ગુણ ઝાઝા ?

**છોકરો**—ઝાઝા તે કેવા ?

રત્નો તણો તો એ છે રાજા,
ગંભીર થઇ નવ મૂકે માઝા;
ખળખળ કરતાં ન્હાસી જાયે,
સૌ જણ ખુશી થઇને ન્હાયે;
મોટાં મોટાં મચ્છ રહે છે,
અનેક ઝરણાં ત્યહાં વહે છે;
સામો કાંઠો નવ દેખાયે,
જ્યાં જુઓ ત્યાં પાણીજ પાણી,
વર્ણવી શકે ના એને વાણી,
દેશ દેશના લોકો આવે,
મનગમતું સૌ જણ લાવે;
ઉભરાયે તો સઘળે પાણી,
પાણીજ પાણી;
ડૂબી જાય રાજાની રાણી,
છે વાતો એ ક્યાં અજાણી ?
ચાલો ચાલો સાગરને કિનારે જઇયે,
**છોકરાં**—એ તો સારો, એ તો સારો,
એજ અમારે જોઇએ,
ચાલો ચાલો સાગરને કિનારે જઇયે,*
તા. ૬—૭—૨૬

---

* 'બાળક' માં.

# માતાનો વિલાપ

(મંદાક્રાન્તા)

'ક્યાં છે બાપુ મુજ જીગરના લાડકા બાળ કે'તું,
મૃત્યુથીએ અદકું મુજને, સાલતું દુઃખ ત્હારૂં;
ડૂબ્યો બાપુ જલનિધિ મહીં, કે સુખી તું કહીં છે ?
કે તું સૂતો કબરની મહીં, સોડ તાણી નિરાંતે ? ૧

બાપુ ! ના તું નજર પડીયો, સાત વર્ષો થયાં હા !
કે ના કાંઈ ખબર મળી રે, મુજને ત્હારી વ્હાલા !!
જે જે દિનો કહીં ગયો અરે, આવવા જાય ખાલી,
વ્હાલા તેં તો કપટથી મને, છેતરી શું કરૂં હું ? ૨

બાપુ ! પામ્યો સદ્ગુણ વડે, વિશ્વમાં શ્રેષ્ટતાને,
ને સ્ત્રષ્ટાએ ફુરસદ લઈ મૂર્તિ ત્હારી ઘડી'તી,
ઉંચા કૂળે અવતરી અહા ! ઉછર્યો સુખમાંહી,
સાચે વીરા ધીરવીર તને મોકલ્યો વિશ્વમાંહી. ૩

બચ્ચાં નાનાં રમત મહીં જે, પાડતાં ચીસ તીણી;
વિચારે ના મન મહીં અરે, હોય વિચાર ક્યાંથી ?
સુણે જ્યારે ઘર મહીં રહી, ચીસ માતા અચિંતી,
ચીરાયે છે હૃદય જ તદા, દુઃખ શું બાળ જાણે ? ૪

જાણે ના તું અટકળ કરે, બાપુ ! મારાં દુઃખોની;
મોટાં થાતાં બહુ દુઃખ વધે, બાપલા આજ શીરે;

વર્ષો વીતે ખબર ન પડે, દુઃખ તો બેવડાયે;
બાપુ તેથી લગીર ન ઘટે, પ્રેમ માતા તણો જે. ૫

શું તું ભૂલ્યો તુજ જનનીને, કૈક દુઃખો સહ્યાં મેં;
એ સાચું છે કહું હું તુજને, સાચી માતા હતી હું;
ભીંજાવ્યો મેં બહુ રડી રડી, માર્ગ મારો હતો તે;
હૈયામાંનું રૂદન છુપું તે, જાણતું કોઇ નારે. ૬

બાપુ! જો તું ગરીબ અથવા, હોય અત્યંત હીણો;
કે આશાઓ વિજય તણી ને માનની હોય ડૂબી;
તોયે બાપુ ઘર ભણી અહા, આવતાં ના બીજે તું;
વિચારે ના જરીક અહહા! દુર્દશા કેવી મારી? ૭

પક્ષીઓને પણ દીધી રૂડી, પાંખ વિશ્વંભરે તો;
ને આકાશી પવન ગતિ દે, જોરથી ઉડતાં તે;
તે ઉડે ને ટુંક વખતમાં, મોજ માણી ખુશીથી,
ઉડી ઉડી ભટકી રહીને, જાય માળા ભણી તે. ૮

ઇચ્છે જાવા જગતની અને, પાણીની પેલી પારે;
પ્રીતિપાશે જકડાઇ ગયા, માનવો જાય ક્યાં રે?
જેવી ઇચ્છા મમતણી અરે, હોય તેવીજ ત્હારી.
શું ખાલી તે જતી હશે બધી, કો દિલાસો તને દે? ૯

કે કો ગુહા હૃદય ચીરતી, સૂણતી ત્હારી બૂમો;
શું પૂરાયો ક્રૂર જન થકી, કેદમાં કોઈ ઠામે;

કે તું ચાલ્યો રણદ્વીપ મહીં, એકલો કો ન સાથે,
કે બાપુ તું કહીં જઇ ચડયો, સિંહની દાઢમાંહી. ૧૦
મિત્રો સાથે વહન કરતાં, સાગરે દુસ્તરે હા,
કો વીચી[1]એ ગળી જઇ તને, શું સુવાડયો પતાળે ?
કે શું તુને ! જલનિધિમહીં નાગદેવે નિમંત્ર્યો !
એવું ઉંઘે તહીં જઇ અરે, સાંભળે માત ના કૈ. ૧૧
લોકો કે'તા જન મરી ગયે, હોય તૃષ્ણા વધેલી;
પામે ના તે સદ્‌ગતિ અરે, તે ભ્રમે વાયુ માંહી;
દિનો વીત્યા ઘરડી થઇ હું, આંખ ઉંડી ગઇ છે;
રાતે દીને રટણ કરૂં છું, શોક આ દેહ ભક્ષે. ૧૨
જોઉં બાપુ તરવરી રહ્યાં, ભીતિ-ભૂતાવળાં હું,
પેખી બાપુ ફર ફર થતાં, ઘાસનાં જુથ બીઉં;
ચાલે જ્યારે ઘન નભ મહીં, તેજ ઢંકાઇ જાયે;
ત્યારે ઓળો ઘરમહીં પડે, આવતો કો જણાયે. ૧૩
લાગે બાપુ ઘરમહીં અહા ! બારણે થઈ પ્રવેશે;
પૂછું ત્હોયે કુદરત અરે, કાંઇ ના સ્પષ્ટ બોલે;
એવું આંહીં કાંઇ નથી અરે, ચિત્ત મારૂં મનાવે;
લાગે આખું જગત અહ હા ! ક્રુર મારા ભણી શું. ૧૪
ધારે કોઇ મમ દુઃખ મહીં, ભાગ લેવા કદી જો:
મારાં દુઃખો નવ લઇ શકે, કે કરે ના સહાયો,

[1] મોજું

જો કો વેળા ગરીબડી ભણી, એક નિશ્વાસ નાખે;
તે ના જાણે મમ દુઃખ ખરૂં, માત્ર ખાતા દયા તે. ૧૫
બાપુ મારા દૂર ઘર ભણી, માપ તું પૃથ્વી પાછી;
સાચી મોટી ખબર કૈં તું, પાઠવે વીર ક્યારે ?
જેથી મારાં દુઃખ સહુ અહીં મૃત્યુમાં ડૂલ થાયે;
તું છે મારી જીવનભરની વિશ્વમાં એક સ્હાય. ૧૬

તા. ૧૯-૬-૨૭

વડ્ઝ્‌વર્થની ‘ Affliction of Margaret ’ નું ભાષાન્તર.

---

## બાલગીત બીજું.

# દિવ્ય નગરનાં બાલુડાં.

‘ અમે તો દિવ્ય નગરનાં બાલુડાં,
અમે તો નાનાં નાનાં વાલુડાં. (ટેક)
દિવ્ય નગરથી સંચરીયાં ને કરીશું વિશ્વે ઠામ,
મૃદુ હસીને ખુશ કરીશું બાલુડાંનું કામ.
અમે તો નાનાં છીએ બાલુડાં,
અમે તો નાનાં નાનાં વાલુડાં. ૧
ઘડીમાં અહીંઆં ઘડીમાં તહીંઆં, ઘડીમાં બ્હાર જ જઇએ
અહીંઆં તહીંઆં નાચી કૂદી, સહુને વ્હાલાં થઇયે,
અમે તો નાનાં સરખાં વાલુડાં,
અમે તો નાનાં નાનાં બાલુડાં. ૨

હાલરડાં ગાયે છે માતા મીઠી આવે નિંદ,
અહો ! પ્રભુ આ સંગીતનો તો શો છે દિવ્યાનંદ,
અમે તો સંગીતને ન્હાનારાં,
અમે તો અમૃતને પીનારાં. ૩

ભંગીતૂટી બોલી સૂણી સહુ જણ થાયે ખૂશ,
નિર્દોષ હસતું મુખ પેખીને, માતા થાતી ખુશ;
અમે તો ભાગ્યુંતૂટ્યું વદનારાં
અમે તો સહુને ખુશી કરનારાં. ૪

સાચા રૂપે દેવો સઘળા દર્શન અમને દે છે,
સાચા સ્નેહી એ થાયે ને, ચેતન અમને દે છે.
અમે તો ચેતનવંતાં કાલુડાં,
અમે તો પ્રભુને પ્યારાં બાલુડાં. ૫

---

# સાયંકાળ.

( વસંતતિલકા. )

ધુંવો[1] અહીં બહુ અહા ! પથરાયલો છે ?
ને ઝાડ પત્થર બધુંજ અદૃશ્ય ત્હેમાં;
ત્યાં સૂર્ય ઘુંટણ પડી, ઉતરે ક્ષિતિજે,
પ્રક્ષાલકો[2] શ્રમ થકી પળતા જણાયે. ૧

---

૧. ધુમાડો. ૨. ધોબી.

(૨)

પક્ષી બધાં ગૃહ ભણી ઉડતાં જણાયે,
ને નીર સાગર તણાં જ ગભીર થાયે;
થાકી ગયાં જન બધાં નિવૃત્તિ ચહે છે,
ને ખેતરેથી કૃષકો[1] પણ આવતા રે ? ૨

(૩)

ગોવાળ તે ધણ લઈ બધું આવતો ત્યાં,
ને હાંકતો મધુર સુંદર ગીત ગાતાં;
સંધ્યા તણું પણ હવે અવસાન થાતું,
ને રાત્રિનો ઉદય હા ! જલદી જણાયે. ૩

તા. ૧૩-૩-૨૭



---

૧. ખેડુતો.

# કાવ્ય કલિકા.

## એક બાલસંવાદ.

એકબાલ સંવાદ.

# ધ્રુવ અને નારદ.

( ગામ બહાર નીકળતાંજ ધ્રુવને નારદનો સમાગમ થાય છે. )

**નારદઃ**—અહો, સૂર્ય સમાન કાન્તિવાળા, બાળવયે જંગલમાં નીકળનાર, હે સુકુમાર પુત્ર ! તું કોણ છે ? તારા પિતાનું શું નામ છે ?

**ધ્રુવઃ**—( નમન કરી ) મહારાજ, મારૂં નામ ધ્રુવ છે. અને મારા પિતાનું નામ ઉત્તાનપાદ રાજા. મારા પિતાને બે સ્ત્રીઓ છે. હું મહારાજાની સભામાં ગયો ત્યારે........ મારી....( એમ કહી રડે છે ).

**નારદઃ**—હાં, વત્સ, ત્યાર પછી ?

**ધ્રુવઃ**—પછી હું મહારાજાના ખોળામાં બેસવા ગયો, ત્યારે મારી અપર માએ આખી સભાના સાંભળતાં મને કડવાં વચનો કહ્યાં કે, ' તું તો અભાગણીનો પુત્ર છે, તેથી વનમાં જા, અને ત્યાં ઈશ્વરને ભજી મારા પેટે અવતાર લે. ' મહારાજ તેથી હું વનમાં જવા માટે નીકળ્યો છું.

**નારદઃ**—વત્સ, હજી તો તું કાચી વયનો છે. કાં તો તને હજુ પાંચ વર્ષ પણ પૂરાં નહીં થયાં હોય. અત્યા,

તારે તે વળી માન અને અપમાન એ શું ? બાળકો તો પરમ હંસ જેવાં. અને વળી માતાનું કહ્યું મનમાં લાવીએ ખરા કે ? તમારે શું દુઃખ છે ? બસ ખાઓ પીઓ ને કલ્લોલ કરો.

**ધ્રુવઃ**—મહારાજ ! આપ કહો છો તે બધુંયે ખરૂં. મને મારી અપર માએ ન બોલાવ્યો, તેમ મારા પિતાએ પણ મારો ભાવ ન પૂછયો. તાત, હું તે એ કેવી રીતે સહન કરી શકું ? આ અપમાન કરતાં ખડ્ગ કે કુહાડાનો ઘા તો સારો.

**નારદઃ**—હાં, હાં વત્સ, આટલું બધું ઓછું ન લાવીએ. એ તો એક દિવસ એમ પણ હોય. જંગલનાં દુઃખ વસમાં છે. વળી તેં રાજવી સુખો ભોગવ્યાં છે, તેથી જંગલનાં દુઃખો ત્હારાથી નહીં ખમાય. ત્યાં નોકર ચાકર પણ નહીં મળે. જયારે દુઃખ પડશે ત્યારે જરૂર ઘર સાંભરશે.

**ધ્રુવઃ**—તાત, મને શીદ નાહિંમત કરો છો ? આપની કૃપાથી બધુંયે ખમીશ. ભવિષ્યમાં જે હશે તે થશે. મૃત્યુ કોઇને છોડતું નથી.

**નારદઃ**—વત્સ, એ ડહાપણ જવા દે. વાછરડું ખીલાના જોરથી કૂદવા જાય પણ ખીલાનું ઠેકાણું ન હોય તો ઉછળીને ઉંડા કુવામાંજ પડે. માટે અપર માનાં વાકયો ભૂલી જઇ છાનોમાનો ઘેર ચાલ. જો તું કહેતો હોય તો તને

આખું રાજ્ય અપાવું. ઇશ્વરને તો ઘેર રહીને પણ ભજી શકાય. આપણાં સર્વ કાર્યો ભગવન્મય કરવાં તે પણ પ્રભુની સેવા જ છે. સમજ્યોને ! તમારે વળી અપમાન કેવાં ?

**ધ્રુવ**:—હવે હું રાજ્યને શું કરૂં ? હવે તો તપ કરીને આવીશ, અથવા તો દેહ ખપાવીશ. ને હું પાછો આવું તો મૂર્ખજનો મારી મશ્કરી કરે. માટે આવીશ તો માન પામીશ ને દેહ ખપાવીશ તો પ્રભુ શરણે લેશે. તાત, મને શા માટે ભમાવો છો ? તપ કરતાં પણ હરિ નહીં મળે તો પ્રાણત્યાગ કરીશ.

**નારદ**:—હાં, વત્સ, આ તું શું બોલે છે ? હજુ તે જંગલ જોયું નથી, વાલ્મીકિ જેવા મહાન ઋષિઓ પણ દસ દસ હજાર વર્ષ સુધી તપ કરતા ત્યારે તેમને હરિ મળતા. તેમના શરીરના રાફડા થતા અને માત્ર બે આંખો તગતગતી. જંગલમાં એક બાજુ વાઘ અને સિંહ તડુકતા હશે. બીજી બાજુ ભયાનક પ્રાણીઓ વિહાર કરતાં હશે. મૃત્યુના મુખમાં જઇ કોણ સુખી રહ્યું છે ? કેવી ગાંડી વાત કરે છે ? હિંસક પશુઓને જોઇ ત્હારો જીવ ગભરાશે. માટે વત્સ, સમજીને પાછો ચાલ.

**ધ્રુવ**:—હિંસક પશુઓ મને કાંઇ નહીં કરી શકે. મહારાજ, ઇશ્વરનું નામ તેમની મલિનતા દૂર કરશે. મહા-

રાજ, હું દેહ–ધર્મથી તો મારા તપને નહીં છોડું. કૃપા કરી મને વધુ ન સંતાપો. જલદી આશીર્વચન કહો.

**નારદ:**—(પાસે જઇ) વત્સ ધ્રુવ,તું ખરેખર ધ્રુવજ છે ત્હારૂં શુદ્ધ હૃદય મેં પારખી લીધું. પારસમણીને ભલે કાદવ–કીચડમાં નાખોને ? કાદવ–કીચડની તેને અસર નહીં થાય. વત્સ, જા પ્રગતિએ પગરણ માંડ. તું યમુનાજીમ સ્નાન કરી મધુવનમાં જઇ સુખેથી તપ આચરજે. લે હુ તને એક મંત્ર આપું છું, તે કંઠસ્થ કરી રાખજે. ( એમ કહી ॐ नमो भगवते वासुदेवाय । એ મંત્ર બોલાવે છે ) આ દ્વાદશાક્ષરી મંત્રથી તારા મનોરથ સફળ થશે. ટાઢ, તાપ તને બાધ નહીં કરી શકે. ઇન્દ્રિયોને કબજે કરી મન સાથે જોડી દેજે અને ઘનશ્યામજીના સ્વરૂપનું ધ્યાન ધરજે.

**ધ્રુવ:**—મહારાજ, જેવી આજ્ઞા.

( ધ્રુવનું મધુવન ભણી પ્રયાણ. )

**મોડાસા,** તા. ૧૭–૧૦–૨૬.



પુસ્તક મળવાનું ઠેકાણું:--

**પુરુષોત્તમદાસ છ૦ શાહ.**

**શ્રી ગુજરાત વૈશ્ય સભા.** જમાલપુર—અમદાવાદ.